# સ્વર્ગસ્થ સર રમણભાઇ

સ્વ. સર રમણભાઈનું સ્મારક ખુલ્લું મૂકવાના
વિધિ પ્રસંગે મ્યુનિસિપાલિટીએ તૈયાર
કરાવી વહેંચેલી તેઓની
ટુંકી જીવનકથા.



પ્રકાશક: ગણેશ વાસુદેવ માવળંકર
પ્રમુખ—અમદાવાદ મ્યુનિસિપાલિટી
ગાંધી હૉલ, અમદાવાદ.



પહેલી આવૃત્તિ.
પ્રત : ૩૦૦૦
સને ૧૯૩૧.

મુદ્રક: ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર
પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ,
જેઠાભાઇની પોળ, ખાડિયા
અમદાવાદ.

"જે માણસ એક પણ વિધવાનાં આંસુ લૂછે છે, જે એક પણ બાળાને લગ્નના નામે ઓળખાતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે; ને સંભવ છે કે મહાધુરંધર રાજ્યપ્રકરણી યોદ્ધાની લડાઇ ભૂલાઈ જશે, ત્યારે આવી ખુણેખોચરે થતી સેવા ફળ જ આપ્યાં કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઇની હતી."

મહાત્મા ગાંધી.

["નવજીવન" તા. ૧૧-૩-૨૮.]

સ્વર્ગસ્થ સર રમણભાઇએ વિધવિધ ક્ષેત્રોમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીની અમૂલ્ય સેવા કરેલી હોવાથી અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં તેમનું સ્થાયી સ્મારક રાખવાના હેતુથી મ્યુનિસિપાલિટીએ તેમની એક અર્ધ-મૂર્તિ તૈયાર કરાવી મ્યુનિસિપાલિટીના બગીચામાં તે મૂકવાનો ઠરાવ કર્યો અને તેને અંગે ખર્ચ માટે રૂ. ૫૦૦૦ ની રકમ મંજૂર કરી.

સરદારશ્રી વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલે એ અર્ધ-મૂર્તિ ખુલ્લી મૂકવાની વિધિ તા. ૧૬-૬-૩૧ ને દિવસે કરી.

આ અર્ધ-મૂર્તિ નાશકવાળા શ્રીયુત ગજાનન નારાયણ ગરટેએ તૈયાર કરી છે.

# સ્વર્ગસ્થ સર રમણભાઇ.



રમણભાઈ મહીપતરામ નીલકંઠનો જન્મ તા. ૧૩ મી માર્ચ ઇ. સ. ૧૮૬૮ ને દિવસે અમદાવાદમાં ઘીકાંટા રોડ ઉપર આવેલી ડાહ્યાભાઇની વાડીની પાસેની હીરાલાલ ફોજદારની વાડીમાં થયો હતો. તે વખતે ડાહ્યાભાઈની વાડીમાં ગુજરાત ટ્રેનિંગ કોલેજ જે હાલમાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના નામથી ઓળખાય છે તે-બેસતી હતી. તેમના પિતા રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠનું નામ હજી પણ ગુજરાતમાં એક બાહોશ કેળવણીકાર તથા અગ્રગણ્ય સુધારક તરીકે જાણીતું છે. રમણભાઇના જન્મ વખતે રા. સા. મહીપતરામ ગુજરાત ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ હતા. તેઓ નાતે વડનગરા નાગર હતા; અને તેમના કુટુંબે સુરતના નવાબના કારભારીઓ તરીકે અને મુત્સદ્દીઓ તરીકે જૂના વખતમાં સારી નામના મેળવી હતી.

સર રમણભાઇ તેમના માતા પિતાના નાનામાં નાના-ત્રીજા પુત્ર-હોવાથી તેઓ બંનેને અત્યંત પ્રિય હતા. પિતા તરફથી તેમને વિદ્યા પ્રત્યે અથાગ પ્રેમ, ધાર્મિક તથા સામાજિક પ્રગતિની ઉચ્ચ ભાવના તથા

દૃઢ આગ્રહ વારસામાં મળેલાં હતાં. તેમના માતુશ્રી પાર્વતી કુંવર એક પુણ્યશાળી સ્ત્રી હતાં. કવિ ગણપતરામ રાજારામે "પાર્વતી કુંવર આખ્યાન" નામના તેમના પુસ્તકમાં એમના સદ્‌ગુણોનું આપણને બહુ સારી રીતે દિગ્‌દર્શન કરાવ્યું છે. માતા તરફથી સર રમણભાઇને ધાર્મિક હૃદય, પ્રેમાળ સ્વભાવ તથા સૌ કોઇને સારે માઠે પ્રસંગે મદદ કરવાની પારમાર્થિક વૃત્તિ વારસામાં મળ્યાં હતાં.

**કેળવણી.**

ચાર વર્ષની નાની વયે રમણભાઇને પ્રાથમિક શાળામાં દાખલ કરવામાં આવ્યા હતા. પ્રાથમિક શિક્ષણ પુરૂં કરી તેઓ આઠ વર્ષની ઉમ્મરે અંગ્રેજી શાળામાં દાખલ થયા; અને પંદરમે વર્ષે એટલે ઈ. સ. ૧૮૮૩ માં તેમણે અમદાવાદ સેંટરમાં પહેલે નંબરે અને આખી યુનિવર્સિટિમાં ઘણે ઉંચે નંબરે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી. તેઓ હવે ગુજરાત કોલેજમાં દાખલ થયા. મેટ્રિક્યુલેશનની પરીક્ષા ઉંચે નંબરે પાસ કરેલી હોવાથી તેમને સ્કોલરશીપ મળી હતી. ઇ. સ. ૧૮૮૪ ની સાલમાં તેમણે આખી યુનિવર્સિટિમાં પહેલે નંબરે પ્રિવિયસની પરીક્ષા પાસ કરી. એ વખતે મુંબાઇની એલફિન્સ્ટન કોલેજમાં ડો. વર્ડસવર્થ પ્રિન્સિપાલ હતા. તેઓ એક પ્રખર વિદ્વાન અને ઘણી ઉંચી કોટીના શિક્ષક હોવાથી તેમના તરફ વિદ્યાર્થી વર્ગનું આકર્ષણ બહુ જબરૂં હતું, તેથી અમદાવાદની ગુજરાત કોલેજ છોડી વધુ અભ્યાસ કરવાને માટે મુંબાઈ જવાની રમણભાઇને ઇચ્છા થઇ આવી. ગુજરાત

કૉલેજમાં મળતી સ્કૉલરશીપ છોડી દઈ તેઓ એલફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. સર મનુભાઈ નંદશંકર મહેતા, મણિશંકર રત્નજી ભટ અને પ્રો. કાશીરામ દવે એલફિન્સ્ટન કૉલેજમાં રમણભાઇના સહાધ્યાયીઓ હતા. વિદ્યાર્થી અવસ્થામાં રમણભાઇએ એલફિન્સ્ટન કૉલેજની ગુજરાતી સભા સમક્ષ "કવિતા" વિષે એક નિબંધ વાંચ્યો હતો. એ નિબંધ બહુ જ ઉંચી કોટીનો હતો અને આજે પણ ગુજરાતી સાહિત્યમાં વિવેચનના લેખોમાં તેનું સ્થાન ઉંચું છે. ઈ. સ. ૧૮૮૭ માં ઈતિહાસ તથા અર્થશાસ્ત્ર ઐચ્છિક વિષયો તરીકે લઇ રમણભાઇ બી. એ. ની પરીક્ષામાં પાસ થયા.

બી. એ. ની પરીક્ષા પાસ કર્યા પછી તેમને અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજની કોર્ટમાં કલાર્ક ઓફ ધી કૉર્ટની જગ્યા મળી. ઇ. સ. ૧૮૯૧ માં તેમના પિતા મહીપતરામભાઇનું મૃત્યુ થયું. ઈ. સ. ૧૮૯૩ માં રમણભાઇએ એલ એલ. બી. ની પરીક્ષા પાસ કરી. આ વખતે તેમને અમદાવાદની બહાર સબ જજની જગ્યા મળે એમ હતું. પરંતુ તેમના પિતાના મિત્રો તથા તેમના કેટલાક મુરબ્બી-ઓના અમદાવાદ છોડી બહાર ગામ ન જવાના ખાસ આગ્રહથી સબ જજની નોકરીની પરવા ન કરતાં તેમણે સરકારી નોકરી છોડી અમદાવાદમાં વકીલાત કરવાની શરૂઆત કરી. એ ધંધામાં તેમને સારી ફતેહ મળી અને એક બાહોશ વકીલ તરીકે તેમણે પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરી.

## સાહિત્ય સેવા.

ઇ. સ. ૧૮૮૭ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી રમણભાઇ અમદાવાદ આવ્યા ત્યારપછી તેમણે પ્રાર્થના સમાજ તરફથી પ્રસિદ્ધ થતા "જ્ઞાનસુધા" માસિકનું તંત્રીપણું પોતાને હસ્તક લીધું. અને ઇ. સ. ૧૯૧૮ માં એ માસિક બંધ થયું ત્યાંસુધી તેઓ એ માસિકના તંત્રી-પદે કાયમ રહ્યા. એ માસિકનું તંત્રીપણું રમણભાઇના હાથમાં આવ્યા પછી એમાં કાંઇ નવું બળ આવ્યું. એ જ સમયે સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ દ્વિવેદી નડીઆદમાં "સુદર્શન" માસિક ચલાવતા હતા, રમણભાઈ અને મણિલાલ નભુભાઇ દ્વિવેદી વચ્ચે સામાજિક તેમજ ધાર્મિક બાબતોમાં ઘણો મતભેદ હતો. આ મતભેદનો પ્રતિધ્વનિ 'સુદર્શન' અને 'જ્ઞાનસુધા' માં આવતા લેખોમાં સ્પષ્ટ દેખાવા લાગ્યો. એક બીજા પ્રત્યે કટાક્ષમય પ્રહારો આ બંને માસિકોમાં શરૂ થયા. સાહિત્યના ક્ષેત્રમાં આ બંને મહારથીઓ વચ્ચે ચાલતા યુદ્ધમાં સમસ્ત ગુજરાતના વિદ્વાન સ્ત્રીપુરૂષોને અત્યંત રસ પડવા લાગ્યો. રમણભાઇની લેખન શૈલી ખરેખરી ઝળકી નીકળી અને તેમણે ગુજરાતના એક ઉંચી કોટીના સાહિત્યકાર તરીકે થોડા સમયમાં કીર્તિ પ્રાપ્ત કરી લીધી. ગુજરાતી સાહિત્યમાં રમણભાઈની કલમથી લખાયલી હાસ્યરસની એક ઉત્તમ કૃતિ "ભદ્રંભદ્ર" આ ચર્ચાના એક અંગભૂત તરીકે કડકે કડકે "જ્ઞાનસુધા" માં પ્રસિદ્ધ થવા લાગી. ઇ. સ. ૧૯૦૦ માં "ભદ્રંભદ્ર" આખા પુસ્તક તરીકે બહાર પડયું. માત્ર સાહિત્યના

ક્ષેત્રમાં જ નહિ પરંતુ આખા ગુજરાતી હિંદુ સમાજમાં આ પુસ્તકે ખળભળાટ મચાવી મૂકયો અને એ પુસ્તકની તરફેણમાં તેમ તેની વિરૂદ્ધમાં ગરમાગરમ ચર્ચા શરૂ થઈ. અત્યારના શાંત વાતાવરણમાં તટસ્થતાથી આપણે કહી શકીએ કે હાસ્યરસના પ્રથમ પંક્તિના પુસ્તક તરીકે "ભદ્રંભદ્ર" નું સ્થાન ગુજરાતી સાહિત્યમાં અદ્વિતીય છે. ઇ. સ. ૧૮૮૮ માં રમણભાઇએ "વિવાહવિધિ" નામનું એક અતિપયોગી પુસ્તક લખી બહાર પાડયું. એ પુસ્તકમાં લગ્ન સમયે હિંદુઓમાં ઉચ્ચારાતા મંત્રો તથા લેવાતી પ્રતિજ્ઞાઓનું રહસ્ય ગુજરાતી ભાષામાં ઘણી સારી રીતે સમજાવવામાં આવ્યું છે. ત્યારબાદ રમણભાઇની સાહિત્ય પ્રવૃત્તિઓ ઘણા વર્ષો સુધી કાંઇક મંદ પડી ગઈ. અવર-નવર છૂટક છૂટક કોઇક કોઇક પ્રસંગે તેઓ માસિકોમાં લેખો તથા કવિતાઓ લખતા હતા ખરા. પરંતુ તેમનું મોટું પુસ્તક "રાઇનો પર્વત" એ નામનું નાટક તો છેક ૧૯૧૪ માં જ બહાર પડયું. એ નાટકે આપણા શિષ્ટ સાહિત્યમાં ઉંચી કોટીનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. "જ્ઞાનસુધા" માં પ્રસિદ્ધ થએલા તેમના હાસ્યરસના લેખો એકત્ર કરી "હાસ્ય મંદિર" નામના પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યા છે. એ વાંચ્યાથી આપણી ખાત્રી થાય છે કે શાંત અને નિર્દોષ હાસ્યરસ જમાવવાની રમણભાઇમાં નૈસર્ગિક શક્તિ હતી. આ .પુસ્તકો ઉપરાંત "કવિતા અને સાહિત્ય" નામના પુસ્તકમાં તેમના કેટલાક લેખોનો સંગ્રહ કરવામાં આવેલો છે. એ પુસ્તક આપણા વિવેચનના સાહિત્યમાં

હમેશને માટે એક અતિ ઉપયોગી અને શિષ્ટ ગ્રંથ તરીકે ઉચ્ચ સ્થાન સાચવી રાખશે.

ઇ. સ. ૧૯૦૪ ની સાલમાં અમદાવાદમાં “ગુજરાત સાહિત્ય સભા” નામની સંસ્થા અસ્તિત્વમાં આવી. એ સંસ્થાના સર રમણભાઈ શરૂઆતથી તે છેક તેમના મૃત્યુ સુધી પ્રમુખ રહ્યા. સને ૧૯૦૫ ની સાલમાં ગુજરાત સાહિત્ય સભાએ ‘સાહિત્ય પરિષદ’ ને જન્મ આપ્યો; અને સ્વર્ગસ્થ સાક્ષર શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે અમદાવાદમાં પહેલી સાહિત્ય પરિષદ ભરવામાં આવી. એ પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ તરીકે સર રમણભાઇએ ઘણું મનનીય અને વિદ્વતા ભરેલું ભાષણ આપ્યું હતું. આ પરિષદની ફત્તેહ અને સાહિત્ય પરિષદનું એક કાયમની સંસ્થા તરીકે ચાલુ રહેવું એ ઘણે ભાગે સર રમણભાઈની કાર્યદક્ષતા અને શ્રમને આભારી હતું. ત્યારપછી વર્ષો સુધી સર રમણભાઇએ સાહિત્ય પરિષદના કાયમના મંત્રી તરીકે કામ કર્યું. સને ૧૯૨૦ ની સાલમાં અમદાવાદમાં સાહિત્ય પરિષદ ભરવામાં આવી હતી. એ પરિષદમાં સર રમણભાઇ સાહિત્ય વિભાગના પ્રમુખ ચુંટાયા હતા. તે પ્રસંગે પણ તેમણે તેમની લાક્ષણિક શિષ્ટ શૈલીમાં એક ઉંચી કોટીનું ભાષણ આપ્યું હતું. ઈ. સ. ૧૯૨૬ ની સાલમાં તેમને મુંબાઈ સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે ચુંટી કાઢી ગુજરાતે તેમની સાહિત્ય સેવાની યોગ્ય કદર કરી હતી.

સામાન્ય માન્યતા એવી છે કે રમણભાઇ મ્યુનિસિપાલિટીની પ્રવૃત્તિઓમાં જોડાયા ન હોત તો તેમણે સાહિત્યની વધારે સારી સેવા કરી હોત અને ગુજરાતને ઘણી ઉંચી કોટિનું સાહિત્ય વધારે પ્રમાણમાં આપ્યું હોત. આ સંબંધમાં તેમને ઘણી વાર કહેવામાં પણ આવતું હતું. પરંતુ પ્રત્યુત્તરમાં તેઓ માત્ર હસીને એટલો જ જવાબ આપતા કે, "હા, એ વાત ખરી છે. I plead guilty to the charge."

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સર રમણભાઈની સેવાનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થયો છે. સને ૧૮૯૦ માં તેઓ એ સોસાઈટીના વ્યવસ્થાપક મંડળમાં સભાસદ નીમાયા. સને ૧૯૧૨ની સાલમાં રા. બ. લાલશંકરભાઇના અવસાન પછી તેઓ એ સોસાઈટીના ઓનરરી સેક્રેટરી નીમાયા. તે પદ ઉપર તેઓ તેમના અવસાન સુધી રહ્યા. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી છેલ્લા પચ્ચીસ વર્ષમાં જે ઉપયોગી કામ કરી રહી છે તેમાં સર રમણભાઇનો ફાળો જેવો તેવો નથી.

## રાજકીય સેવા.

રાજકીય ક્ષેત્રમાં સર રમણભાઈ રાનડે અને ફીરોજશાહ મહેતાના અનુયાયી હતા અને જે રાજકીય પક્ષ હાલમાં લીબરલ પક્ષના નામથી ઓળખાય છે તે પક્ષમાં તેઓ જોડાયા હતા. સને ૧૯૦૨ની સાલમાં આ શહેરમાં પહેલવહેલી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસની બેઠક ભરવામાં

આવી હતી તે કોંગ્રેસના વ્યવસ્થાપક મંડળના તેઓ એક સેક્રેટરી હતા; અને એ કોંગ્રેસની સફળતામાં તેમણે યથાશક્તિ ફાળો આપ્યો હતો. સને ૧૯૧૩ ની સાલમાં તેઓ સરકાર તરફથી મુંબાઇની ધારાસભામાં સભાસદ નીમાયા હતા. તે વખતે તેઓ ત્રણ વર્ષ સુધી ધારાસભામાં રહ્યા હતા. સને ૧૯૨૧ ની સાલમાં તેઓ અમદાવાદ જીલ્લા તરફથી ચુંટાઈ ધારાસભામાં ગયા હતા. તેમની ધારાસભાની કારકીર્દીમાં તાલુકદારી બીલની ચર્ચામાં તેમણે જે અગત્યનો ફાળો આપ્યો હતો તે મુખ્ય છે.

## સંસાર સુધારાની સેવા.

સંસાર સુધારાના ઉચ્ચ આદર્શો તેમને તેમના પિતા તરફથી વારસામાં મળ્યા હતા. સંસાર સુધારાના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતો સર રમણભાઇએ તેમના જીવનમાં ઉતાર્યા હતા. તેમ છતાં જૂના વિચારો ધરાવનારાઓ પ્રત્યે તિરસ્કાર કે અસહિષ્ણુતાનો તેમનામાં બીલકુલ અંશ નહોતો. સ્ત્રી–કેળવણીનો માર્ગ અત્યારે જેવો સરળ અને અડચણો વગરનો છે તેવો આજથી ત્રીસ–પાંચીસ વર્ષ ઉપર નહોતો. તે સમયે ઉચ્ચ કેળવણી લેવાની ઇચ્છા રાખનાર સ્ત્રીઓ તેમજ તેમનાં સગાંવહાલાંઓને અજ્ઞાની જનસમૂહ તરફથી અનેક પ્રકારની કનડગતો કરવામાં આવતી હતી. તેવે સમયે દૃઢતા અને જાહેર હિંમત બતાવી રમણભાઇએ શ્રીમતી વિદ્યાબ્હેનને ઉચ્ચ કેળવણી લેવાની ઘણી સુગમતા કરી આપી. તેમ તેમણે જાતે

શ્રમ લઇ વિદ્યાબ્હેન તથા શારદાબ્હેનને શિક્ષણ આપ્યું. આ બે વિદુષી બ્હેનો ગુજરાતનાં પહેલાં સ્ત્રી–ગ્રેજ્યુએટો હોવાનું માન મેળવવાને ભાગ્યશાળી થયાં છે. તેનો યશ સર રમણભાઇને મોટે ભાગે ઘટે છે. પોતાની દીકરીઓને પણ સર રમણભાઇએ ઉંચી કેળવણી આપી છે. તેમની પાંચ પુત્રીઓમાંથી ચાર ગ્રેજ્યુએટ થઇ છે અને છેક નાની પુત્રી હાલમાં સીનીઅર બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરે છે. વિધવા વિવાહનો પ્રશ્ન તેમનો પોતાનો કરી અનેક વિધવાઓનાં લગ્ન તેમણે કરાવી આપ્યાં છે.

સને ૧૯૦૮ માં "સ્ત્રી બોધ" ની સીલવર જ્યુબિલી પ્રસંગે, સને ૧૯૧૬ ની સાલમાં આ શહેરમાં ભરાયલી સંસાર સુધારા પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ તરીકે તેમજ સને ૧૯૧૮ માં નડીઆદમાં ભરાયલી સંસાર સુધારા પરિષદના પ્રમુખ તરીકે સર રમણભાઇએ સંસાર સુધારાના સિદ્ધાંતો સમજાવનારાં મનનીય ભાષણો આપી ગુજરાતીમાં લખાયલા સંસાર સુધારાના સાહિત્યમાં તેમણે અમૂલ્ય વધારો કર્યો છે.

## ધાર્મિક વિચારો.

અત્રેની પ્રાર્થનાસમાજના તેઓ એક અગ્રગણ્ય નેતા હતા. પ્રાર્થનાસમાજમાં તેમણે જે ઉપદેશો આપ્યા હતા તેમ જે કીર્તનો કર્યાં હતાં તેમાંથી આ શહેરના ઘણા યુવાનો અને યુવતીઓને પોતાના જીવનો ધાર્મિક અને નીતિમય બનાવવાને પ્રેરણા મળી છે, એ ઉપદેશો અને

એ કીર્તનો રમણભાઈના ધાર્મિક હૃદયનો તેમ તેમની સ્વાભાવિક ધાર્મિક વૃતિઓનો આપણને ઘણો સારો ખ્યાલ આપે એમ છે. એ ઉપદેશો અને એ કીર્તનો એકત્ર કરી એક પુસ્તક રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો આપણા ધાર્મિક સાહિત્યમાં એક અમૂલ્ય ઉમેરો થાય એમ છે.

## સેવા વૃત્તિ.

સર રમણભાઈની સેવા વૃત્તિ એટલી બધી તીવ્ર હતી કે અમદાવાદ શહેરમાં એક પણ જાણીતી સંસ્થા નહિ હોય કે જેને સર રમણભાઇએ પ્રમુખ તરીકે, કે મંત્રી તરીકે, કે કારોબારી મંડળના સભાસદ તરીકે પોતાની સેવા આપી નહિ હોય. મહીપતરામ રૂપરામ અનાથ આશ્રમ, હીમાભાઇ ઈન્સ્ટીટયુટ, આપારાવ લાઇબ્રેરી, અન્જુમન–એ–ઈસ્લામ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, ગુજરાત સાહિત્ય સભા, પ્રાર્થના સમાજ, સંસાર સુધારા સમાજ વગેરે અનેક સંસ્થાઓને સર રમણભાઇએ પોતાની સેવા વધતા ઓછા પ્રમાણમાં આપેલી છે. આપણા શહેરની અને ગુજરાતની સ્વ. રમણભાઇએ કરેલી અનેકવિધ સેવાઓની યોગ્ય કદર કરી ના. સરકારે તેમને સને ૧૯૧૧ માં રાવબહાદુરનો અને સને ૧૯૨૭ માં નાઇટનો ખિતાબ આપ્યો હતો. સ્વ. સર રમણભાઈની સેવાની સરકારે કરેલી આ કદર પ્રજાના સર્વ પક્ષોએ યોગ્ય ગણી વધાવી લીધી હતી.

## મ્યુનિસિપલ સેવા.

સર રમણભાઇએ વિધ વિધ ક્ષેત્રોમાં અમદાવાદ

શહેરની સેવાઓ કરી છે પણ તે સર્વમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીની તેમણે જે સેવા કરી છે તે સેવાનું સ્થાન પહેલું છે. મ્યુનિસિપાલિટી ઉપર તેમને અદ્‌ભુત મમત્વ હતું અને "અમારી મ્યુનિસિપાલિટી" એ શબ્દો અત્યંત ગર્વથી તેઓ વારંવાર બોલતા હતા. મ્યુનિસિપાલિટીનું કોઈ લગાર પણ ઘસાતું બોલે તો સર રમણભાઇથી તે સહન થઇ શકતું નહોતું.

સર રમણભાઈ પહેલવહેલા ૧૮૯૭ ની સાલમાં જનરલ વૉર્ડ તરફથી ચુંટાઈ મ્યુનિસિપાલિટીમાં દાખલ થયા અને એક દિવસની પણ વચમાં ત્રુટી વગર સને ૧૯૨૭ સુધી એટલે લાગલાગટ ત્રીસ વર્ષ સુધી તેઓ મ્યુનિસિપાલિટીમાં રહ્યા. સને ૧૯૧૦ ની સાલમાં જ્યારે પહેલી વાર અમદાવાદ મ્યુનિસિપાલિટી બરતરફ થઇ ત્યારે તેઓ સરકાર તરફથી નીમાયલી કમિટી ઓફ મેનેજમેંટમાં વાઇસ પ્રેસીડંટ નીમાયા હતા અને સ્વર્ગસ્થ સર ચીનુભાઈ માધવલાલ રણછોડલાલ પહેલા બેરોનેટ પ્રમુખ નીમાયા હતા. સને ૧૯૧૫ ની સાલમાં ફરી જ્યારે પ્રજાકીય મ્યુનિસિપાલિટી અસ્તિત્વમાં આવી ત્યારે પણ તેઓ વાઇસ પ્રેસીડંટ ચુંટાયા અને સ્વર્ગસ્થ ભાઇશંકર નાનાભાઈ પ્રમુખ તરીકે ચુંટાયા; પરંતુ ભાઈશંકરભાઇએ તરતજ પ્રમુખપદનું રાજીનામું આપ્યું અને સર રમણભાઈ પ્રમુખ ચુંટાયા. ત્યારથી તે સને ૧૯૨૨ સુધી તેઓ લાગલાગટ ચુંટાયલા પ્રમુખ રહ્યા. સને ૧૯૨૨ ની સાલમાં ફરી પાછી મ્યુનિસિપાલિટી બરતરફ થઈ અને કમિટી ઓફ

મેનેજમેંટ નીમાઈ તેમાં પણ સર રમણભાઈની પ્રમુખ તરીકે નીમણુંક થઈ. સને ૧૯૨૪ સુધી એ કમિટી ઓફ મેનેજમેંટ રહી, એટલે સને ૧૯૧૫ થી ૧૯૨૪ સુધી લાગલાગટ દસ વર્ષ સુધી સર રમણભાઈ મ્યુનિસિપાલિટીના પ્રમુખ રહ્યા. ૧૯૧૦ થી ૧૯૧૫ સુધી તેઓ ઉપ–પ્રમુખ હતા, પરંતુ પ્રમુખ સર ચીનુભાઇને તેમના વ્યવસાયવાળા જીવનને લીધે મ્યુનિસિપલ તંત્રની પૂરી માહિતી નહોતી. પરંતુ રમણભાઇ અખંડ ઉદારભાવે તેમને મદદ આપતા જેથી સર ચિનુભાઈનું પ્રમુખ તરીકેનું કામ ઘણું સરલ થયું હતું, પ્રમુખના કાર્ય ઉપરાંત તેમણે સ્કુલ્સ કમિટીના ચેરમેન તરીકે અને મેનેજીંગ કમિટીના ચેરમેન તરીકે પણ ઘણું અગત્યનું કામ મ્યુનિસિપાલિટીમાં કર્યું છે. આ કાર્યો ઉપરાંત લીગલ ડેલીગેટ તરીકે કાયદાના અનેક બારીક પ્રશ્નોનો અભ્યાસ કરી તેનો નિર્ણય આપીને તેમ મ્યુનિસિપાલિટીના બાઇલોઝ તથા નિયમો તૈયાર કરવામાં સર રમણભાઇએ પોતાના જ્ઞાન તથા અનુભવનો મ્યુનિસિપાલિટીને અમૂલ્ય લાભ આપ્યો છે. માત્ર નજીવી ફી લઈ તેઓએ મ્યુનિસિપાલિટીના વકીલ તરીકે પણ ઘણું મહત્ત્વનું કામ કર્યું છે. મ્યુનિસિપાલિટીના સભાના પ્રમુખ તરીકે, અને વહીવટી ખાતાના અધ્યક્ષ તરીકે તેઓ સમતોલપણું જાળવતા અને મ્યુનિસિપાલિટીએ ઠરાવેલી નીતિ, કાયદાના નિયમમાં રહી, શી રીતે અમલમાં મૂકવી તે બાબત ચીફ ઓફિસર સાથે એકતંત્રે કામ કરતા, જેથી મ્યુનિસિપાલિટી અને ચીફ ઓફિસરને અથડાઅથ-

ડીના પ્રસંગો કદી ઊભા થતા નહિ, અને બંને વચ્ચે નિષ્પક્ષપાત મધ્યસ્થ તરીકે તેઓ નિર્ણયો આપતા.

પ્રમુખ તરીકે તેમણે અનુકરણીય શાંતિ અને મગજનું સમતોલપણું રાખી તદ્દન નિષ્પક્ષપાતી રહી કામ કર્યું છે. એક આદર્શ પ્રમુખ પક્ષાપક્ષીથી તદ્દન વિમુખ જ હોવો જોઇએ એ આદર્શને પુરેપુરા વળગી રહી તેમણે પ્રમુખની ખુરશીને શોભાવી છે. સને ૧૯૨૦ થી ૧૯૨૨ ના સમયમાં પ્રમુખ તરીકેની તેમની યોગ્યતાની ખરેખરી કસોટી થઈ હતી; અને એ કસોટીમાંથી તેઓ સંપૂર્ણ રીતે પાર ઉતર્યા હતા. રાજકીય બાબતોમાં તેઓ લીબરલ પક્ષના હોવાથી સરકાર સાથે સહકાર કરી કામ કરવું એવો તેમનો સિદ્ધાંત હતો. તે વખતે મ્યુનિસિપાલિટીમાં અસહકારી પક્ષની બહુમતી હતી છતાં તેમના પ્રમુખ તરીકે આપેલા રૂલીંગોથી અસહકારી પક્ષવાળાઓને કદી પણ અસંતોષ થયો નહોતો. તેઓ તો હમેશાં પ્રમાણિક-પણે જ રૂલીંગ આપતા હતા. મ્યુનિસિપાલિટીએ કરેલા ઠરાવોની નકલ સરકારમાં મોકલી આપતી વખતે તેઓ એક પણ હકીકત છૂપાવતા નહિ તેમ ઠરાવો મોકલી આપતી વખતે તેઓ સરકારમાં જે પત્રો લખતા તેમાં મ્યુનિસિપાલિટીનું દષ્ટિબિંદુ સરકારને સ્પષ્ટ સમજાવતા હતા. સને ૧૯૨૨ની સાલમાં મ્યુનિસિપાલિટીની પ્રાથમિક કેળવણીની રાજનીતિને અંગે મ્યુનિસિપાલિટી બરતરફ થઇ અને સરકાર તરફથી નીમાયલી કમિટી ઓફ મેનેજ-મેન્ટે મ્યુનિસિપાલિટીનો વહીવટ કરવા માંડયો. મ્યુનિ-

સિપાલિટીની શાળાઓની સ્પર્ધામાં પ્રજાકીય પ્રાથમિક કેળવણી મંડળ તરફથી શહેરમાં ઘણી પ્રાથમિક શાળાઓ ઉઘાડવામાં આવી. આ બંને પક્ષોની શાળાઓના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ વચ્ચે અનેક જાતના ઝગડા થતા હતા; અને પ્રજાકીય પ્રાથમિક કેળવણી મંડળની શાળાઓના શિક્ષકો તથા વિદ્યાર્થીઓની વર્તણુક સંબંધી સ્કુલ્સ કમિટી સમક્ષ ઘણી વાર ખરી ખોટી ફરીઆદો આવ્યા કરતી હતી. સર રમણભાઇ એ સમયે સ્કુલ્સ કમિટીના ચેરમેન હતા. આ વખતે તેઓ મગજની સંપૂર્ણ શાંતિ અને સમતોલપણું સાચવી રાખતા અને કહેતા કે: This is only a passing cloud. Let not our present strife altogether extinguish the sparks of future friendship". સર રમણભાઈના હૃદયની વિશાળતાના પુરાવા તરીકે તેમના આટલા જ ઉદ્ગારો બસ થશે

મ્યુનિસિપાલિટી કાયદાથી સ્થાપન થએલી એક જાહેર સંસ્થા છે. એ સંસ્થાએ અમુક કર્તવ્યો કરવાનાં છે. પરંતુ તે કર્તવ્યો તેણે કાયદાની મર્યાદામાં રહી કરવાનાં છે, એ સર રમણભાઇ બહુ સારી રીતે સમજતા હતા. એ સિદ્ધાંત અનુસાર જ તેઓ મ્યુનિસિપાલિટીના વહીવટની નીતિ નક્કી કરતા હતા. જેવું મ્યુનિસિપાલિટીનું કર્તવ્ય છે તેવા જ મ્યુનિસિપાલિટીના હકો પણ છે તેમ તેને હિત કે અહિત જેવું પણ હોય છે. મ્યુનિસિપાલિટીનું હિત તેઓ સંપૂર્ણ રીતે સાચવતા હતા. મ્યુનિસિપા-

લિટીના હક્કોનું રક્ષણ કરવા તે નિરંતર તત્પર રહેતા. મ્યુનિસિપાલિટીના હિત કે હક્કો ઉપર સરકાર તરફથી પણ તરાપ મારવામાં આવે તો તેઓ સરકાર સામે પણ લડવાનું—અવશ્ય કાયદાની હદમાં રહી—ચુકતા નહિ. તેવી જ રીતે લોકો તરફથી મ્યુનિસિપાલિટીના હિત કે હક્કો ઉપર તરાપ મારવામાં આવે તો લોકોમાં અપ્રિય થવાશે તેની બીલકુલ પણ દરકાર રાખ્યા વગર તેઓ લોકમતની સામે પણ મ્યુનિસિપાલિટીના હિત અને તેના હક્કોનું રક્ષણ કરવા નિરંતર તત્પર રહેતા. સર રમણભાઇ મ્યુનિસિપાલિટીના સાચા હિતેચ્છુ અને વકીલ હતા અને હમેશાં મ્યુનિસિપાલિટીનું જ હિત લક્ષમાં રાખી તેઓ મ્યુનિસિપાલિટીનો વહીવટ કરતા હતા. ખરેખર, સર રમણભાઇ મ્યુનિસિપાલિટીના એક આદર્શ પ્રમુખ અને એક આદર્શ સભાસદ હતા.

## સુજનતા.

સર રમણભાઇની વિદ્વત્તા, તેમની સાહિત્ય સેવા, તેમની લોકસેવા, તેમની મ્યુનિસિપલ સેવા એ બધા કરતાં વધારે આકર્ષક તો તેમનું સૌજન્ય હતું. તેઓ સોળે સોળ—આની સદ્‍ગૃહસ્થ હતા. મીઠાશ, વિવેક, સૌજન્યનો તેમણે કદી પણ ત્યાગ કર્યો નથી. સહિષ્ણુતા અને ક્ષમા એ તો તેમના સ્વાભાવિક સદ્‍ગુણો હતા. તેમણે કોઇનું પણ કદી ભુંડું ઇચ્છયું નથી અને કોઇનું પણ કદી ભુંડું કર્યું નથી. તેમની પાસે મદદ મેળવવા ગયેલો કદી પણ નિરાશ થઇને પાછો આવ્યો નથી. શત્રુને પણ તેમણે મદદ

કરી પોતાની સુજનતા સાબીત કરી બતાવી છે. પક્ષાપક્ષી કે વેર વૃત્તિને તેમના જીવનમાં સ્થાન જ નહોતું. હલકામાં હલકા મનુષ્યને પણ તેમણે કદી તિરસ્કાર કર્યો નથી. આજે પણ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં નાનામાં નાના નોકરથી માંડી સૌ કોઇ એમના સૌજન્ય, એમની લાક્ષણિક હૃદયની ઉદારતા, અને તેમની ક્ષમાવૃત્તિના મુક્ત કંઠે વખાણ કરે છે.

પરમ કૃપાળુ પરમાત્મા આવા પુણ્યશાળી પુરૂષના આત્માને શાંતિ આપો.





તા. ૧૬-૬-૩૧ના રોજ મ્યુનિસિપાલિટીના બગીચામાં સરદારશ્રી વલ્લભભાઇએ ખુલ્લી મૂકેલી

**સ્વ. સર રમણભાઈનો અર્ધ-મૂર્તિ**

KUMAR PRINTERY, AHMEDABAD